હવે આપણે ક્રોધના કેટલાક ફાયદા—ગેરફાયદા વિષે વિચાર કરીએ. ક્રોધ ઉત્પન્ન થતા મનની શાંતિનો નાશ થાય છે. ક્રોધ મનુષ્યની વિચાર કરવાની શક્તિ ચાલી જાય છે. ભગવદ્ ગીતા લખે છે કે—

क्रोधाद् भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

ક્રોધથી વિવેક શક્તિ ચાલી જતા સંમોહ થાય છે, અને તે સંમોહથી સ્મરણ શક્તિમાં ભ્રમ થાય છે, અને સ્મૃતિનો ભ્રંશ થવાથી બુદ્ધિનો નાશ થાય છે, અને બુદ્ધિના નાશથી મનુષ્ય સર્વ પ્રકારે નાશ પામે છે. ક્રોધથી ઘણા સમયની તપશ્ચર્યા પણ નાશ પામે છે. યોગીઓ પણ ક્રોધને વશ થઈ નહિ કરવા યોગ્ય કામો કરે છે, નહિ બોલવા યોગ્ય વચનો બોલે છે અને નહિ વિચારવા યોગ્ય વિચારો કરે છે. ક્રોધ એ અગ્નિ સમાન છે, અને પ્રથમતો જ્યાં તેનો ઉદ્ભવ થાય છે, ત્યાં તેને બાળે છે, અને પછી બીજા મનુષ્યોને નુકસાન કરે છે. ક્રોધમાં બોલાયેલા વચનો વાસ્તે, અથવા તે સમયે કરાયેલા કાર્યો વાસ્તે મનુષ્યો પાછળથી ગમે તેટલો પશ્ચાત્તાપ કરે, પણ તેથી કાંઈ લાભ થાય નહિ. તે વખતે મનુષ્ય મન ઉપરનો સંયમ ખોઈ બેસે છે, અને ઘણા જન્મ સુધી રખડાવે તેવા કર્મો બાંધે છે. મનની શાંતિ ખોઈ બેસતા શરીરપર તેની અસર થવા લાગે છે. આંખો લાલચોળ થાય છે. મ્હોંપર રતાશ આવી જાય છે. મુખમાંથી દીર્ઘશ્વાસ નીકળે છે. હાથ પગ પછાડા મારે છે, અને લોહી ઉકળી અને ઝેરી બનતુ જાય છે. તેથી થોડા સમયમાં મનુષ્યનું માથુ દુખવા આવે છે. ક્રોધ કર્યા પછી કેટલાક

કલાક સુધી કાંઈ પણ ચેન પડતું નથી, અને આથી બીજાઓ સાથે જે વેર ઝેર બધાય છે, તેના ફળ આ ભવમા ભોગન્વવા પડે છે, એટલુજ નહિ પણ આગામી ભવોમા પણ તેના ફળો ચાલ્યા આવે છે

આ ક્રોધની પણ ત્રણ સ્થિતિઓ છે પ્રથમ તો પોતાને કાંઈ પણ નુકશાન થયુ એટલે મનુષ્ય તે સામી વ્યકિત પર પોતાનો રોષ કાઢે છે, પણ મનુષ્ય ધીમે ધીમે તેના અવગુણો અનુભવે છે, અને તેમાથી છૂટવા પ્રયત્ન કરે છે તે હવે પોતાને થયેલા નુકસાન વાસ્તે કાઇ પણ બોલતો નથી પણ જો બીજો મનુષ્ય ત્રીજા પુરૂષને દુખ દે, અથવા નુકશાન કરે તો તેનો પિત્તો ઉછળે છે આ ક્રોધને શાસ્ત્રકારો પ્રશસ્ય ક્રોધ (noble indignation) કહે છે આ ક્રોધ તે નુકસાન કરનાર પર નીકળી આવે છે પણ તે કરતા પણ એક ઉચી સ્થિતિ છે કે જ્યા નુકસાન કરનાર અને નુકસાન ભોગવનાર બન્ને દયાને પાત્ર છે, એમ સમજી તે જીવ બન્નેનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરે છે નુકસાન ભોગવનાર નુકસાન ભોગવી કર્મથી છુટો થાય છે, પણ નુકસાન કરનાર બીજાને ત્રાસ આપી નવું કર્મ ઉપાર્જન કરે છે, જે તેણે ભવિષ્યમા આપવું પડશે, માટે તે વિશેષ દયાને પાત્ર છે આવી રીતે વિચાર કરીને નુકસાન કરનારને પણ સમજાવી તેને સીધે માર્ગે લાવવા પ્રયત્ન કરે છે

હવે આપણે ક્રોધપર કેવી રીતે જય મેળવવો તેનો વિચાર કરીએ ક્રોધ ઉપર જય મેળવવાનું ઉત્તમ સાધન ક્ષમા છે

क्षमाखड्गं करे यस्य दुर्जनः किं करिष्यति ।
अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति ॥

જેના હાથમા ક્ષમા રૂપી તલવાર છે, તેને દુર્જન શુ કરવાનો હતો? ઘાસ વગરની જમીન પર જો અગ્નિ પડે તો પોતાની મેળે શાન્ત થઇ જાય છે વચનોમા મીઠાશ અને વચનોમા કડવાશ રહેવી છે આપણને ગમે તેટલો ક્રોધ ચડયો હોય, પણ બોલતા પહેલા વિચાર કરવાની આપણને ટેવ હશે, તો ક્રોધ શબ્દો રૂપે પ્રકટ થશે નહિ, એટલે તેનો જુસ્સો ઓછો થવા લાગશે જ્યા સુધી મનુષ્ય બીજાએ પોતાને કરેલા નુકસાનનોજ વિચાર કરે છે, ત્યા સુધી તેનો ક્રોધ કદાપિ શમશે નહિ આપણા દુ ખમા બીજાઓ તો નિમિત્ત માત્ર છે માટે મારે બીજાઓ પ્રત્યે શા સારૂ ક્રોધ કરવો જોઇએ આ સબધમા જ્ઞાનાર્ણવમાં આપેલી ભાવના વિચારવા જેવી છે

माऽऽ मया यत्कृत कर्म तन्मयैवोपभुज्यते ।
मन्ये निमित्तमात्रोऽन्य. सुखदु खोद्यतो जन ॥

જે મે પૂર્વ ભવમા કર્મો કરેલા, તેના ફળ હુ ભોગવુ છુ બીજા મનુષ્યો તો સુખ દુ ખ આપવામાં નિમિત્ત માત્ર છે, તો અન્ય ઉપર હું શા સારૂ રોષ કરૂ ? વળી જો કોઇ મારો દોષ બતાવે તે તો મારો પરમ મિત્ર છે, કારણ કે એવો દોષ હું ફરીથી નહિ કરૂ, તો પછી નિષ્કારણ મિત્ર પર શા સારૂ ક્રોધ કરવો ! વળી જે કોઇ ક્રોધ કરાવે તેના સબધમા એવો વિચાર કરવો કે "મે અત્યાર સુધી વિવેક અને જ્ઞાનપૂર્વક શાતિનો અભ્યાસ કર્યો હતો, તેની

પરીક્ષા લેવા માટે પ્રતિકૂળ મનુષ્યો કે પ્રતિકૂળ પ્રસગો ઉભા થયા છે તો મારે તે પ્રતિકૂળ મનુષ્યો તથા પ્રસગોને વધાવી લઇ આ શાંતિની પરીક્ષામા પસાર થવુ જોઇએ"

આ ઉપર એક ટુકુ દૃષ્ટાત આપણુને ક્રોધ શમાવવામા ઘણુંજ લાભકારી થશે

ગજસુકુમાળ નામે રાજકુમારે માત્ર બાર વર્ષની વયે નેમનાથ પ્રભુ પાસે દીક્ષા લીધી, અને સસારનો ત્યાગ કરી શ્મશાનમા ઉગ્ર ધ્યાનમા તે રહ્યા સોમલનામના બ્રાહ્મણુની સ્વરૂપવતી પુત્રી સાથે ગજસુકુમાળનું સગપણ કર્યું હતું પરતુ લગ્ન થયા પહેલા તે સસાર ત્યાગી થયા પોતાની પુત્રીના સુખનો નાશ થયો તેથી સોમલને ક્રોધ ચઢયો, અને તે ગજસુકુમાલની શોધમા નીકળ્યો શ્મશાનમા ગજસુકુમાલ એકાગ્ર ધ્યાનથી શુદ્ધ કાયોત્સર્ગ સ્થિતિમા ઉભા હતા, ત્યા તે આવી પહોચ્યો તેણે પોતાનો ક્રોધ પ્રકટ કરવા અને તેના પર વેર લેવાને તેમના માથા પર ચીકણી માટીની વાડ કરી, અને શ્મશાનમાથી ધગધગતા અગારા લાવી તેના માથા પર મૂકયા તેમા ટેટલાક લાકડાના કકડા નાખ્યા, એટલે તાપ સખ્ત થયો આથી ગજસુકુમાળનો કોમળ દેહ બળવા લાગ્યો એટલે સોમલ જતો રહ્યો આ સમય એવો હતો કે ગજસુકુમાળના ક્રોધનો પાર ન આવે, છતા તે મહાનુભાવ જીવે સોમલ પર ક્રોધ નહિ કરતા પોતાના પૂર્વકર્મોના વિપાકરૂપ આ સ્થિતિને કલ્પી સમભાવથી નીચે પ્રમાણે વિચાર કર્યો " હે જીવ! જો તું એની પુત્રીને પરણ્યો હોત તો પહેરામણીમા તને

પાઘડી બધાવત એ પાઘડી થોડા વખતમા નાશ પામત પણ આતો તેણે એવી પાઘડી બધાવી કે જે મોક્ષપુરીમા જવા માટે મને મદદગાર નીવડી" આ પ્રમાણે વિચાર કરી જરા પણ મનની સ્થિરતામા ભગ થવા દીધો નહિ, અને તેના પરિણામે,શાસ્ત્રો કહે છે તેમ,તેમણે કેવ-યજ્ઞાન પ્રાપ્ત કર્યું

આટલા ઘોર દુ ખો દેનાર પર ક્ષમા રાખનારા આ ગજસુકુમાળનુ દૃષ્ટાત યાદ કરી આપણે બીજાઓ પ્રત્યે આપણને દુ ખ દેનારા પ્રત્યે-ઉદાર ભાવ રાખવો

જ્યારે સામા મનુષ્યે આપણુ બગાડ્યુ હોય, તે વખતે તેના પ્રત્યે ક્ષમા રાખવામા મોટામા મોટો વિજય છે તત્વજ્ઞાની સેનેકા લખે છે કે—

He that does good to another man, especially if the other has done him some wrong does also good to himself not in the consequences, but in the very act of doing it for the consciousness of well doing is an ample reward

જે મનુષ્ય બીજાનું ભલુ ભલુ કરે છે અને ખાસ કરીને અપકાર કરનાર પર પણ ઉપકાર કરે છે, તે પોતાનું પણ કલ્યાણ કરે છે તેનું શુભ પરિણામ આવશે એ દૃષ્ટિથી નહિ પણ તે કામ કરવામાજ તેનું કલ્યાણ થાય છે કારણ કે પોતે સારૂ કામ કર્યું છે, એવું ભાન મનુષ્યના પોતાના શુભ કામનો પુષ્કળ બદલો છે

વળી મનુષ્યે વિચાર કરવો કે જેને વાસ્તે તે બીજા પ્રત્યે ક્રોધ કરવા દોરાય છે, તે ક્ષણિક છે જગતની બધી

વસ્તુઓ અનિત્ય છે, તો તે અનિત્ય વસ્તુઓ ખાતર આત્માના નિત્ય ગુણનો–શાંતિનો શા સારૂ ભોગ આપવો? જે જે મહા પુરૂષોએ જગતમાં અપૂર્વતા પ્રાપ્ત કરી છે, તે સર્વેએ ક્રોધનો બદલો પ્રેમમાં આપ્યો છે જ્ઞાનાર્ણવ જણાવે છે કે–

वासीचन्दनतुल्यान्तर्वृत्तिमालम्ब्य केवलम् ।
आरब्ध सिद्धिमानीत प्राचीनैर्मुनिसत्तमैः ॥

પ્રાચીન ઉત્તમ મુનીઓએ કુહાડા પ્રત્યે ચંદનના જેવી વૃત્તિ રાખીને સિદ્ધિ પ્રાપ્ત કરવાનો આરંભ કર્યો છે

કુહાડાથી ચંદન કપાય તો પણ કુહાડાને પોતાની સુગંધથી સુગંધિત કરે છે, તેવી રીતે જ્ઞાની પુરૂષો પોતાને ઉપસર્ગ કરીને હેરાન કરનારનું પણ કલ્યાણ કરી પોતાના ક્ષમા ભાવને પ્રકટ કરે છે વળી ક્ષમા ભાવને પ્રાપ્ત કરવાનો ઉત્તમ ઉપાય એ છે કે અનંત કાળનો વિચાર કરવો જ્યાં સુધી આપણે વર્તમાનનો તથા થોડા સમયપર ગયેલા ભૂતકાળનો વિચાર કરીએ છીએ, ત્યાં સુધી બીજાએ આપણને કરેલા નુકસાનોનું સ્મરણ રહ્યા કરે છે, અને આપણને ક્રોધ થવા સંભવ છે, પણ અનંત કાળનો વિચાર કરતાં આ બધા પ્રસંગોનું ઉપલાણું ચાલ્યું જાય છે અત્યારે જે બનાવ આપણા માનસિક આકાશને ભરી નાખે છે, તેજ બનાવ પાંચસાત વર્ષ પછી આપણા આકાશમાં એક બિન્દુ સમાન લાગે છે તો પછી અનંતકાળમાં આ બનાવો તો નહિ જેવા લાગે, માટે સુખદુઃખના પ્રસંગોમાં ઉપાદાન કારણ આપણે છીએ, અને બીજાઓ તો માત્ર

પાઘડી બધાવત એ પાઘડી થોડા વખતમા નાશ પામત પણુ આતો તેણે એવી પાઘડી બધાવી કે જે મોક્ષપુરીમા જવા માટે મને મદદગાર નીવડી" આ પ્રમાણે વિચાર કરી જરા પણ મનની સ્થિરતામા ભગ થવા દીધો નહિ, અને તેના પરિણામે,શાસ્ત્રો કહે છે તેમ,તેમણે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યુ

આટલા ઘોર દુઃખ દેનાર પર ક્ષમા રાખનારા આ ગજસુકુમાળનુ દૃષ્ટાત યાદ કરી આપણે બીજાઓ પ્રત્યે આપણુને દુઃખ દેનારા પ્રત્યે—ઉદાર ભાવ રાખવો

જ્યારે સામા મનુષ્યે આપણુ બગાડ્યુ હોય, તે વખતે તેના પ્રત્યે ક્ષમા રાખવામા મોટામા મોટો વિજય છે તત્ત્વજ્ઞાની સેનેકા લખે છે કે —

He that does good to another man especially if the other has done him some wrong, does also good to himself not in the consequences, but in the very act of doing it, for the consciousness of well doing is an ample reward

જે મનુષ્ય બીજાનું ભલુ ભલુ કરે છે અને ખાસ કરીને અપકાર કરનાર પર પણ ઉપકાર કરે છે, તે પોતાનું પણ કલ્યાણ કરે છે તેનું શુભ પરિણામ આવશે એ દૃષ્ટિથી નહિ પણ તે કામ કરવામાજ તેનું કલ્યાણ થાય છે કારણ કે પોતે સારૂ કામ કર્યું છે, એવું ભાન મનુષ્યના પોતાના શુભ કામનો પુષ્કળ બદલો છે

વળી મનુષ્યે વિચાર કરવો કે જેને વાસ્તે તે બીજા પ્રત્યે ક્રોધ કરવા દોરાય છે, તે ક્ષણિક છે જગતની અધ

વસ્તુઓ અનિત્ય છે, તો તે અનિત્ય વસ્તુઓ ખાતર આત્માના નિત્ય ગુણનો-શાંતિનો શા સારૂ ભોગ આપવો? જે જે મહા પુરૂષોએ જગતમા અપૂર્વતા પ્રાપ્ત કરી છે, તે સર્વેએ ક્રોધનો બદલો પ્રેમમા આપ્યો છે જ્ઞાનાર્ણવ જણાવે છે કે –

वासीचन्दनतुल्यान्तर्वृत्तिमालम्ब्य केवलम् ।
आरब्ध सिद्धिमानीत प्राचीनैर्मुनिसत्तमैः ॥

પ્રાચીન ઉત્તમ મુનીઓએ કુહાડા પ્રત્યે ચદનના જેવી વૃત્તિ રાખીને સિદ્ધિ પ્રાપ્ત કરવાનો આરભ કર્યો છે

કુહાડાથી ચદન કપાય તો પણ કુહાડાને પોતાની સુગધથી સુગધિત કરે છે, તેવી રીતે જ્ઞાની પુરૂષો પોતાને ઉપસર્ગ કરીને હેરાન કરનારનું પણ કલ્યાણ કરી પોતાના ક્ષમા ભાવને પ્રકટ કરે છે વળી ક્ષમા ભાવને પ્રાપ્ત કરવાનો ઉત્તમ ઉપાય એ છે કે અનત કાળનો વિચાર કરવો જ્યા સુધી આપણે વર્તમાનનો તથા થોડા સમયપર ગયેલા ભૂતકાળનો વિચાર કરીએ છીએ, ત્યા સુધી બીજાએ આપણને કરેલા નુકસાનોનું સ્મરણ રહ્યા કરે છે, અને આપણને ક્રોધ થવા સભવ છે, પણ અનત કાળનો વિચાર કરતા આ બધા પ્રસગોનુ ઊપણુ ચાલ્યુ જાય છે અત્યારે જે બનાવ આપણા માનસિક આકાશને ભરી નાખે છે, તેજ બનાવ પાચસાત વર્ષ પછી આપણા આકાશમાં એક બિન્દુ સમાન લાગે છે તો પછી અનતકાળમા આ બનાવો તો નહિ જેવા લાગે, માટે સુખદુખના પ્રસગોમા ઉપાદાન કારણ આપણે છીએ, અને બીજાઓ તો માત્ર

પાઘડી બધાવત એ પાઘડી થોડા વખતમા નાશ પામત પણ આતો તેણે એવી પાઘડી બધાવી કે જે મોક્ષપુરીમા જવા માટે અને મદદગાર નીવડી" આ પ્રમાણે વિચાર કરી જરા પણ મનની સ્થિરતામા ભગ થવા દીધો નહિ, અને તેના પરિણામે,શાસ્ત્રો કહે છે તેમ,તેમણે કેવલ્યજ્ઞાન પ્રાપ્ત કર્યું

આટલા ઘોર દુખો દેનાર પર ક્ષમા રાખનારા આ ગજસુકુમાળનુ દૃષ્ટાત યાદ કરી આપણે બીજાઓ પ્રત્યે આપણને દુખ દેનારા પ્રત્યે–ઉદાર ભાવ રાખવો

જ્યારે સામા મનુષ્યે આપણુ બગાડ્યુ હોય, તે વખતે તેના પ્રત્યે ક્ષમા રાખવામા મોટામા મોટો વિજય છે તત્ત્વજ્ઞાની સેનેકા લખે છે કે —

He that does good to another man espec ally if the other has done him some wrong, do also good to himself not in the consequence but in the very act of doing it for the consciousne of well doing is an ample reward

જે મનુષ્ય બીજાનું ભલુ ભલુ કરે છે અને ખા કરીને અપકાર કરનાર પર પણ ઉપકાર કરે છે, તે પોત પણ કલ્યાણ કરે છે તેનું શુભ પરિણામ આવશે દૃષ્ટિથી નહિ પણ તે કામ કરવામાજ તેનું કલ્યાણ થાય કારણ કે પોતે સારૂ કામ કર્યું છે, એવુ ભાન મનુષ્ય , પોતાના શુભ કામનો પુષ્કળ બદલો છે

વળી મનુષ્યે વિચાર કરવો કે જેને વાસ્તે તે બ પ્રત્યે ક્રોધ કરવા દોરાય છે, તે ક્ષણિક છે જગતની

यदा किंचित्किंचिद्बुधजनसकाशादवगतम् ॥
तदा मूर्खोऽस्मीति ज्वर इव मदो मे व्यपगतः ॥

મનુષ્યોને જ્યારે કાંઇક જ્ઞાન થાય છે, ત્યારે હું સર્વજ્ઞ એમ પોતાને માને છે અને તે વખતે હસ્તીની માફક મદોન્મત્ત બને છે પણ જ્યારે જ્ઞાની પુરૂષોના સંબંધમાં આવતાં કાંઇક વિશેષ જ્ઞાન થાય છે, ત્યારે પોતાની મૂર્ખતાનું તેને ભાન થાય છે, અને ત્યારે જેમ જ્વર ચાલ્યો જાય તેમ મદ પણ જતો રહે છે

મનુષ્યને જ્યારે કાંઇક વિશેષ જ્ઞાન થાય છે, ત્યારેજ પોતાની અજ્ઞાનદશાનું ભાન થાય છે ન્યુટન જેવા પ્રસિદ્ધ વિજ્ઞાન શાસ્ત્રીએ કહ્યું હતું કે "અમે અત્યાર સુધીમાં મેળવેલું જ્ઞાન તે દરિયા કાંઠે પડેલાં શીપ અને શંખલાં છે અને હજુ તો આખો દરિયો શોધખોળ માટે પડેલો છે ' પણ જે લોકોને થોડું જ્ઞાન હોય છે, તે વિશેષ ઉદ્ધત બને છે અધુરો ઘડો ઘણો છલકાય, તેવી ના સ્થિતિ છે

આ અભિમાન થવાના શાસ્ત્રકારો આઠ પ્રકાર વર્ણવે છે તેનાં નામ કુળ, જાતિ, ઐશ્વર્ય, રૂપ, તપ, બળ, વિદ્યા અને ધન છે જો મનુષ્ય શાંત રીતે વિચાર કરે તો તેને જણાય કે આ અભિમાન કરવાનાં કારણો નથી આપણે એક પછી એક આઠ મદનાં સ્થાનનો વિચાર કરીએ.

પ્રથમ કુલમદ—કુળનું અભિમાન કરવાનું કાંઇ કારણ નથી, કારણ કે જગતમાં તમારા કરતાં પણ વિશેષ ઉત્તમ કુળવાળા જીવો છે વળી જે કુળનું અભિમાન કરે છે, તે બીજા ભવમાં હલકા કુળમાં જન્મે છે પોતે અમુક ઉચ્ચ નીચ

કુળોમાં જન્મ લેતો લેતો આ કુળમા આવ્યો છે, તો તેને વાસ્તે અહકાર કરવો શો ?

**જાતિમદ**—આ મદનો બીજો પ્રકાર છે જીવ હંમેશાં એકજ જાતિમા જન્મતો નથી. કર્મ પ્રમાણે વિવિધ જાતિમા તેનો જન્મ થાય છે વળી પોતાની જાતિ કરતા બીજી અનેક ઉત્તમ જાતિઓ આ જગતમાં વિદ્યમાન છે તો પછી જાતિમદ કરવાથી લાભ શો ! જે મનુષ્ય બીજી જાતિઓને હલકી ગણી તેનો તિરસ્કાર કરે છે, તે મનુષ્ય તેવીજ હલકી જાતિમા જન્મે છે, અને આ રીતે કુદરત તેનુ અભિમાન છોડાવી તેને નમ્રતાનો પાઠ શીખવે છે મનુષ્યમાં પોતાનામા કાઇ ઓછુ સત્ત્વ હોય છે, તેજ મનુષ્ય બાપદાદાઓની કીર્તિ ઉપર પોતાની મહત્તા સ્થાપ વાનો પ્રયત્ન કરે છે

**ઐશ્વર્યમદ**—પોતાના વૈભવનો—પોતાને મળેલ સત્તાનો મદ કરવો તે પણ એક પ્રકારની મૂર્ખતા છે કલે ક્ટર આખા શહેરના અમલદારો કરતા મોટો હોય, પણ ગવર્નરની અપેક્ષાએ તેની સત્તા કાઇ હીસાબમાં નથી તેમ ગવર્નર આખા ઇલાકા પર રાજ્ય કરે, પણ વાઇસરૉયની અપેક્ષાએ તેની સત્તા છાયામાં પડી જાય છે અને મહા રાજાનો વિચાર કરતાં વાઇસરૉયનો અધિકાર ગૌણપદ ધા રણ કરે છે આ રીતે ઐશ્વર્ય–સત્તાની બાબતમા ઉપરન દરજ્જાના સત્તાધારીઓ જોતા મનુષ્યનો મદ ગળી જાય છે

**રૂપમદ**—આપણું સૌંદર્ય ગમે તેવું હોય, તો પણ ઘણા રૂપવાનોની સુદરતા આગળ તે ગાણ પડી જાય છે, અ

આ રૂપ બદલાતાં વાર લાગતી નથી યુવાવસ્થામા જણાઈ આવતુ રૂપ વય વધતા બદલવા લાગે છે, અને જ્યાં રોગ થયો કે સાૈંદર્ય નષ્ટ થતા વાર લાગતી નથી જ્યા સ્થિતિ આવી છે, ત્યા કયો સુજ્ઞ મનુષ્ય રૂપને માટે અભિમાન કરે?

**તપમદ**—હાલના સમયમા મનુષ્ય થોડુ ઘણું વિશેષ તપ કરે એટલે અભિમાન કરે, પણ પ્રાચીન સમયનો વિચાર કરો, અને કેટલા કેટલા મહિના અને કેટલાક વર્ષો સુધી પણ જીવો તપશ્ચર્યા કરતા હતા, તેનો જે મનુષ્ય ખ્યાલ લાવે તો આ તપને લીધે ઉત્પન્ન થતો તેનો મદ ઉતરી જાય

**બળમદ**—જે આપણને આપણા શરીરબળનું મદ થતુ હોય તો વિચારવુ કે આપણું બળ ઘણા પશુઓના બળ કરતાં પણ ઓછુ છે આપણી નિર્બળતાઓના પાર નથી અને આપણું આ શારીરિક બળ કયે વખતે ઘટશે તે કોણ જાણે? તો પછી તે સબધી મદ કરવો એ કેમ વાજબી ગણાય?

**ધનમદ યા લાભમદ**—આ મદ પણ અયોગ્ય છે કારણ કે પોતાના કરતાં બીજા વિશેષ ધનાઢ્ય લોકો જગતમા વસે છે અને જો સોનાથી મનુષ્યને મદ થતો હોય તો સોનાની ખાણો આગળ તેનું સોનું શા હીસાબમા છે? અને લક્ષ્મી ચચળ સ્વભાવની હોવાથી કયે વખતે ચાલી જશે તે કોણ કહી શકે? આપણે અનેક મનુષ્યોના સબધમા દશાના વારાફેરા જોઇએ છીએ, તો પછી તે સબધમા અભિમાન કરવાનું કાઈ કારણ નથી

જ્ઞાનમદ—વિદ્યામદ અથવા જ્ઞાનમદ એ સૌથી ભ૯
કર મદ છે બધા મદને આપણે જ્ઞાનથી—સમજણથી દૂ'
કરી શકીએ, પણ જ્યા જ્ઞાનનોજ મદ થાય, પાઇજ શી'
થાકે, પોતાની માતાજ ઝેર આપે, ત્યા સ્થિતિ ઘણી
નીચ થાય છે જેરેમી ટેલર લખે છે કે —

Our learning is then best when it ... most humility, but to be proud of learning is the greatest ignorance in the world

જે જ્ઞાન આપણને નમ્ર બનાવે છે, તે જ્ઞાન ઉત્તમ છે, પણ પોતાના જ્ઞાન વિષે અભિમાન કરવુ એ દુનિયામા મોટામા મોટુ અજ્ઞાન છે માટે જ્ઞાનનો મદ તો કદાપિ કરવો નહિ કવિ ટેનિસન લખે છે કે —

Let knowledge grow from more to more
But more of reverence in us dwell

આપણે ભલે વિશેષ વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરીએ, પણ તે જ્ઞાન સાથે આપણામા પૂજ્યભાવ આવવો જોઈએ. આ પણા વડીલો પ્રત્યે પૂજ્યભાવ આવતા આપણામાં શિષ્ય વૃત્તિ-નમ્રતા જાગ્રત્ થશે.

હવે અભિમાનના ગેરફાયદા વિચારીશુ

સૌથી મોટો ગેરફાયદો એ છે કે અભિમાની મનુષ્ય વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી આ પ્રમાણે પોતાના માની લીધેલા સર્વજ્ઞપણામા મુઝાય છે, એટલે તેને પોતા નેજ મોટો ગેરલાભ થાય છે તે કોઈનો પણ વિનય કરી શકતો નથી આ રીતે જ્ઞાન પ્રાપ્તિનુ ઉત્તમ સાધન તેની પાસે નહિ હોવાથી તે બીજાઓની કૃપા મેળવી શકતો નથી.

તેનું મિત્ર કોઇ થતુ નથી તેની પાસે પૈસા હોય કે સત્તા હોય તો લોકો તેવા મનુષ્યની ખુશામત કરે, તેની રૂબરૂમા તેના કહેવાની હાજી હા કરે, પણ તે તેના ખરા ભક્ત કે પ્રેમાળ મિત્ર થાય નહિ અર્થાત્ અભિમાની મનુષ્ય અતડો રહે છે કોઇ તેને ખરા જીગરથી ચ્હાતું નથી, એટલુજ નહિ પણ તે ઘણા શત્રુઓ બનાવે છે તે ગમે તેવા કામો કરીને પોતાનું માન સાચવવા મથે છે પોતાની પાસે ધન ન હોય, તો કરજ કરીને પણ તે ધન ખરચશે, અને પછી દેવાને લીધે આખી જીદગી સુધી દુ ખી થશે જ્યારે મનુષ્યનો વિનાશ થવાનો હોય, ત્યારે તેનામા ઘણુ અભિમાન આવે છે તે બધા પ્રત્યે ઉદ્ધતાઇથી વર્તે છે Pride goeth before destruction વિનાશ પહેલા અભિમાન જન્મે છે અભિમાની પુરૂષ પોતાના ગુરૂઓ અને વડીલોનુ અપમાન કરતા પણ અચકાતો નથી

આ માનના ત્યાગ સબધીનુ એક દૃષ્ટાત આપણે વિચારીશુ શ્રી ઋષભદેવને ભરત અને બાહુબળ નામના બે પ્રતાપી પુત્રો હતા પોતાના અઠ્ઠાણુ પુત્રોને રાજગાદી સોંપી પોતે અનેક સ્થળે વિહાર કરતા હતા ભરતને ચક્રવર્તીનુ ચક્ર ઉત્પન્ન થયું, તે વડે તેણે છ ખડના રાજાઓને વશ કર્યા, પણ બાહુબળે તેની આજ્ઞા ન સ્વીકારી તે બધુઓ વચ્ચે તુમુલ યુદ્ધ દીર્ઘ સમય સુધી ચાલ્યું ભરતે છેવટે બાહુબળ ઉપર પોતાનું ચક્ર મૂકયું બન્ને ભાઇઓ હોવાથી બાહુબળ પર તે ચક્રનો પ્રભાવ ચાલ્યો નહિ તેથી તે ભરતના હાથમા પાછુ આવ્યુ ભરતે જ્યારે ચક્ર મૂકયુ ત્યારે બાહુબળને ઘણો ક્રોધ ચઢયો હતો, અને તેણે ભરતને

બનાવી [illegible]તિને માર્ગે લઇ જાય છે જેને આત્માની રિદ્ધિનું ભાન થયું હોય, તે બ્હારની વસ્તુઓ આવે કે જાય તે પર વિશેષ લક્ષ આપતો નથી વસ્તુના સદ્ભાવે ફુલાઇ જતો નથી, તેમજ વસ્તુના અભાવે દીન બની જતો નથી કારણ કે આત્મશક્તિ એ વસ્તુઓ ઉપર આધાર રાખતી નથી, પણ અંદરથી બ્હાર પ્રકટ થાય છે

---

## પ્રકરણ ૮ મું.

---

### માયા વિગ્મણ

આ માયા એ બે અક્ષરોનો શબ્દ છે પણ તે ઘણો અનર્થ ઉપજાવે છે માયા એ શબ્દ આ સ્થળે કપટના અર્થમા વાપરવામા આવેલો છે માયા એ ગીજો કષાય છે તેના ગેરફાયદા લોકો વિચારતા નથી, અને તેવા અવગુણને મોટો ગણતા નથી પણ માયા મોટું નુકસાન કરે છે જ્યા મનુષ્યમા માયારૂપી રાક્ષસી પ્રવેશ કરે છે, ત્યા તેનામાથી સત્યવૃત્તિ નાશ પામે છે માયા મોટે ભાગે સ્વાર્થથી ઉદ્ભવે છે જ્યા મનુષ્યનો સ્વાર્થ સરતો હોય, ત્યા તે ગમે તેવું કપટ કરવાને દોરાય છે, અનેક પ્રકારના અસત્ય બોલે છે, અને બહારથી સત્યનો ડોળ કરે છે, પણ અંદરથી મોટી ભ્રમજાળ રચે છે વળી મનુષ્યો પોતાની માનપ્રતિષ્ઠાને હાનિ ન થાય તે માટે પોતાના ખોટા કર્મો છુપાવવાને પણ કપટ—અથવા માયાનું સેવન કરે

છે જગત્ આગળ સારા દેખાવુ—લોકોમા વાહવાહ કહેવરાવવી, લોકોની ખોટી કીર્તિ મેળવવી—આ ઘણા મનુષ્યોના જીવનનું એક લક્ષ્ય થઈ પડયું હોય છે, અને જો સીધે માર્ગે કીર્તિ ન મળતી હોય, તો અસત્યમાર્ગે પણ તે મેળવવી, એવી ભાવના તેમના મનમા જાગે છે માટે મનુષ્યો અનેક પ્રકારના અસત્ય વચનો બોલે છે હૃદયમા કાઇક ભાવ હોય અને વચનમા કાઇક દર્શાવે ને વળી કાર્યમા ત્રીજા પ્રકારનો જ ભાવ જોવામા આવે છે આવી જે સ્થિતિ તેને માયા કહેવામા આવે છે આ કપટ કરવાની ટેવ પડી, પછી તે જવી ઘણી મુશ્કેલ છે મનુષ્યનો ક્રોધ કે માન કે લોભ બ્હાર પ્રકટ દેખાઈ આવે છે તે છુપાવવા પ્રયત્ન કરવા છતા છુપાતો નથી પણ માયા એટલે છેતરવાની ક્રિયા બીજાથી સમજાય નહિ, માટે તેને વશ થયેલાને સુધારવાને બીજો કોઇ ઉપદેશ પણ આપી શકે નહિ, અને ધીમે ધીમે તેનું બળ વધવા લાગે છે, એટલે તે માયા તે મનુષ્યને આખો ગળી જાય છે સસ્કૃતમા મા નો અર્થ નહિ અને યા એટલે જવુ એવો થાય છે માટે જે એકવાર વળગ્યા પછી છૂટે નહિ તે માયા

માયા—કપટ કરવાથી ઘણા ગેરફાયદા થાય છે મોટામા મોટો ગેરફાયદો એ છે કે માયા કરનારના જ્ઞાનચક્ષુ પર પડળ આવી જાય છે કપટ કરવાથી તેના મન પર આવરણ આવે છે વારવાર અસરલ અને કપટ ભર્યા વિચારો કરવાથી મનની વક્ર ગતિ થાય છે, અને તેથી આત્મા પોતાની શક્તિઓ બરાબર પ્રકટ કરી શકતો નથી માટે માયાવી મનુષ્ય સત્ય જાણી શકતો નથી તે બીજાને છેતરવા જાય છે, પણ જાતે

જ છેતરાય છે વળી કપટ કરનાર થોડા સમય ફાવે, થોડો
સમય લોકોને છેતરે, પણ અંતે તો તેનું પાપ ઉઘાડુ પડ્યા
વિના રહેતું નથી, કારણ કે અંતે તો truth will be out
સત્ય વસ્તુ ઉઘાડી પડશેજ
જ્ઞાનાર્ણવ જણાવે છે કે—

ગ્રાયમાનમપિ પ્રાય કુકર્મ સ્ફુટતિ સ્વયમ્

કુકર્મ ઢાંકવાને ગમે તેવો પ્રયત્ન કરવામા આવે
છતા તે પોતાની મેળે પ્રકટ થાય છે અને જ્યારે આમ
થાય છે, ત્યારે લોકોનો તેના પરથી વિશ્વાસ ઉઠી જાય છે
પછી તે ગમે તો સારા કામો કરે, તો પણ લોકો તેના તે
કાર્યો પર અવિશ્વાસ અને શંકાની નજરથી જુએ છે

વળી કપટ કરનારને અસત્યની પરંપરા કરવી પડે છે
પોતે અમુક કપટ કરે છે, તે છુપાવવાને બીજા કપટોનો તેને
આશ્રય લેવા પડે છે વળી તે છુપાવવાને વધારે ભયંકર
કપટના કામો કરવાં પડે છે આ રીતે તેની માયાજાળ
એટલી બધી વધી પડે છે કે પોતેજ પોતે રચેલી જાળમા
ફસાય છે, અને કપટ બ્હાર પડતા વાર લાગતી નથી

કપટ કરનાર નિરંતર ડરતો રહે છે તેને જરાપણ
શાંતિ મળતી નથી ક્યારે પોતાનું કપટ બ્હાર પડશે, તે
ભય રહ્યાંજ કરે છે, અને તેથી જગતમા ખોટી રીતે મેળ
વેલી માનપ્રતિષ્ઠાની વચમા પણ તેનું હૃદય સળગતુ હોય
છે સર્વ ધર્મની ક્રિયાઓમા પણ ફળનો આધાર મનુષ્યના
ભાવ ઉપર આધાર રાખે છે જે મનુષ્ય લો
વાને, ધર્મી તરીકે ગણાવાને,

પોતાના કુકર્મ છુપાવવાને બહારથી ધર્મક્રિયાઓ કરે છે, પણ તે ક્રિયાઓમા તેને ભાવ હોતો નથી, તો તેને તેનું યોગ્ય ફળ મળતું નથી આવા મનુષ્યોને બકવૃત્તિવાળા કહેવામા આવે છે

वकवृत्तिं समालम्ब्य वंचकैर्वंचित जगत् ॥

બગલા જેવી વૃત્તિ રાખી આવા માયાવી પુરૂષોએ આખા જગતને ઠગ્યું છે આખા જગતને છેતરવા જતા તેમણે પોતાના આત્માને છેતર્યો છે, અને પોતાનુંજ અહિત કર્યું છે આત્મા તો કદાપિ છેતરાય નહિ, એટલે આ માનો પ્રકાશ આવા મનુષ્યો પર પડતો નથી અને તેઓની અધોગતિ થાય છે ત્યારે આપણને સમજાય છે કે માયાથી અહીં અપકીર્તિ થાય છે, સત્ય પારખવાની અને જાણવાની શક્તિ બુઠ્ઠી થાય છે. આત્માનો પ્રકાશ મળતો નથી, અને પરભવમા પણ દુર્ગતિ થાય છે

ત્યારે આ માયા દૂર કરવાને કરવુ શુ ?

માયા દૂર કરવાને ઉત્તમોત્તમ ઉપાય સરલતા અથવા ઋજુતા છે ઋજુ મનુષ્ય ભૂલ કરે પણ પોતાનો સરલ સ્વભાવ હોવાથી બન્યું હોય તેવું કહી દે, તેથી બીજાઓ તેની ભૂલ સુધારે ઋષભદેવ સ્વામીના સમયના સાધુઓ જડબુદ્ધિના પણ ઋજુ હોવાથી પોતાની ભૂલો જોઇને તે સુધારી શકયા હતા એકવાર કેટલાક સાધુઓ ગામ બ્હાર શૌચ નિમિત્તે ગયા હતા ત્યાથી પાછા ફરતા વાર થઇ ત્યારે તેમના ગુરૂએ પુછયું કે ' આટલી બધી વાર કેમ થઇ ? ' તેમણે જવાબ આપ્યો "રસ્તામા નટો ખેલ કરતા હતા તે

જોવાને ઉભા રહ્યા ” ગુરૂએ કહ્યું “ આપણને સાધુઓને નટ જોવા કલ્પે નહિ ” તેમણે તે વાત સ્વીકારી લીધી કેટલાક માસ વીત્યા પછી વળી તેઓ મોડા ઉપાશ્રયે આવ્યા કારણ પૂછતા તેઓએ જણાવ્યું કે “ અમે નટડી જોવા રહ્યા હતા ” ગુરૂએ કહ્યુ “ નટ જોવાનો મે નિષેધ કર્યો હતો, તો તેમા નટડી જોવાનો નિષેધ તો આવી જાય કારણકે નટડી વિશેષ રાગનું કારણ છે ” તે સાધુઓમા બુદ્ધિ ઓછી હતી, તેથી બીજીવાર ભૂલ કરી, પણ સરળ પ્રકૃતિના હોવાથી સત્ય વાત નિવેદન કરી, આથી તેમની ભૂલો સુધારવાનો માર્ગ ગુરૂને જડી આવ્યો માટે માયાને દૂર કરવાનો સોથી સારો માર્ગ સરલ પ્રકૃતિ છે

मुक्तेरविप्लुतप्रोक्ता गतिर्ऋज्वी जिनेश्वरैः ॥
तत्र माया विना स्यात् न स्वप्नेऽप्यस्य योग्यता ॥

વીતરાગ સર્વજ્ઞ ભગવાને મુક્તિ માર્ગની ગતિ સરલ કહી છે, ત્યા માયાવીજનોને સ્વપ્ને પણ રહેવાનું સ્થાન મળી શકે નહિ જે જે મહાન્ પુરૂષો થઇ ગયા, તે સર્વમા આ ઋજુ પ્રકૃતિ હતી જેવુ તેમના મનમા, તેવુ તેમના વચનમા, અને જેવું વચનમા તેવુ તેમના કાર્યોમા, અર્થાત્ તેમના મન, વચન, અને કાર્યમા એકરૂપતા હોય છે ત્યા બીલકુલ કપટ હોતું નથી, તેથી લોકો તેમના વચન પર વિશ્વાસ મૂકી શકે છે

## પ્રકરણ ૯ મું.

### લોભ વિરમણ

લો ભ એ ચોથો કષાય છે આપણે ત્રણ કષાયનું વર્ણન પ્રથમ કરી ગયા લોભ છેલ્લો છેલ્લો મૂકવામાં આવ્યો છે, પણ તે ત્રણ કષાયો કરતા પણ તેનો પ્રભાવ અધિક છે પ્રશમરતિમાં તેના કર્તા ઉમાસ્વાતિ સ્વામી લખે છે કે—

क्रोधात्प्रीतिविनाशं मानाद्विनयोपघातमाप्नोति।
शाठ्यात्प्रत्ययहानिं सर्वगुणविनाशनं लोभात्।

ક્રોધથી પ્રીતિનો નાશ થાય છે, માનથી વિનયનો નાશ થાય છે, માયાથી–કપટથી વિશ્વાસનો ભંગ થાય છે, પણ લોભથી તો સર્વ ગુણોનો નાશ થાય છે વળી તે લોભના સંબંધમાં લખે છે કે —

सर्वं विनाशाश्रयिणः सर्वव्यसनैकराजमार्गस्य।
लोभस्य को मुखगतः क्षणमपि दुःखान्तरमुपेयात्॥

સર્વ વિનાશના આશ્રયસ્થાન રૂપ અને સર્વ આપત્તિના મુખ્ય માર્ગરૂપ એવા લોભને વશ થઈ મનુષ્ય એક ક્ષણ પણ સુખ પામી શકે?

લોભ એ પ્રકૃતિનો સ્વભાવ છે એ તૃષ્ણાનું નામ છે તે લોભથી મનુષ્ય વસ્તુઓને સંગ્રહવા પર પોતાની માલીકી સ્થાપવાને પ્રયત્ન કરે તૃષ્ણાને હદ હોતી નથી, તેથી તે અનેક

છતાં પણ તૃપ્તિ પામતો નથી. આત્માનો પોતાનો સ્વભાવ તો નિષ્પરિગ્રહી છે તે તો આપણામાંજ આનંદ માને છે પણ પ્રકૃતિ—જડ સ્વભાવને વશ થઈ આપણે અનેક વસ્તુઓ ઉપર આપણી માલીકી સ્થાપવા પ્રયત્ન કરીએ છીએ. આપણા ઉપયોગમાં તો થોડી ઘણી વસ્તુઓ અને સાધનો આવે છે. આપણી પાસે ૧૦ પલંગ હોય, છતાં પણ આપણે એકજ પલંગપર સુઈ શકીએ છીએ. આપણે પાસે પાંચ મોટરો હોય, પણ એક વખતે તો એકજ મોટરમાં બેસવું પડે છે. આપણા અનેક સ્થળે બંગલાઓ હોય, પણ એક વખતે એકજ બંગલાનો આપણે ઉપયોગ કરી શકીએ. ખાવા માટે ૫૦ પ્રકારની વાનીઓ તૈયાર હોય પણ આપણે તો આપણા શરીરને માફક આવે, અને આપણાથી પચાવી શકાય, તેટલીજ વાનીઓ ખાઇ શકીએ છતાં જીવની લોભવૃત્તિની કોઈ મર્યાદા છે ? વસ્તુઓ મળતાં લોભની શાન્તિ નહી થતાં ઉલટો લોભ વધે છે. એ જગતનું વિચિત્રપણું છે. અગ્નિમાં ઘી નાખવાથી અગ્નિ શાંત નહિ થતાં વૃદ્ધિ પામે છે, તેવીજ રીતે આપણી કામનાની વસ્તુ પ્રાપ્ત થતા તેવી જાતની વિશેષ વસ્તુઓ મેળવવા [illegible] વૃત્તિ ઉદ્ભવે છે.

લોભના ગેરફાયદા ઘણા છે. મનુષ્ય લોભને ખાતર અસત્ય બોલે છે. ગમે તેવું જુઠું બોલતા તે જરાપણ અચકાતો નથી. તે જુઠી સાક્ષી આપે છે, જુઠા દસ્તાવેજો લખે છે. લોભી મનુષ્યમાંથી દયા તો ફરજ ભાગે છે.

स्वामिगुरुबन्धुवृद्धानबलाबालान् जीर्णदीनादीन्।
व्यापाद्य विगतशङ्को लोभार्त्तो वित्तमादत्ते॥

લોભને વશ થયેલો પુરૂષ પોતાના માલીક, ગુરૂ, બન્ધુ, વૃદ્ધ, સ્ત્રી, બાળક, તથા ક્ષીણ, દુર્બલ અનાથોને પણ શકા રહિત પણે મારીને ધન ગ્રહણ કરે છે "It is the root of all evil" તે સર્વ અનર્થોનું મૂળ છે આથી મનુષ્યો ઘાતકી, અને લુચ્ચા થાય છે બીજાઓના વૈભવની ઇર્ષ્યા કરે છે, પોતાના હાથ નીચે મૂકાએલા નિરાધારોના ધનને હરી લે છે, અને ગરીબો પર પણ જુલમ ગુજારે છે મનુષ્ય લોભથી પોતાના પિતાની ઉમ્મર પૂછવા દોરાય છે, અને લોભથી આપણો ભાગીદાર ગીધ જેવો બને છે, અને આપણો મિત્ર ચોર બને છે કહ્યુ છે કે—

अर्थमनर्थं भाउय नित्य नास्ति तत' सुखलेश सत्यम् ।
पुत्रादपि धनभाजा भीतिः सर्वत्रैषा विहिता रीतिः ॥

ધનને નિરતર અનર્થરૂપ માનો, તેથી સુખનો લેશ પણ સત્યરીતે નથી, પૈસાદારોને પુત્ર તરફથી પણ ભય રહ્યા કરે છે, આવી રીત સર્વત્ર ફેલાયેલ છે ધનને ખાતર ભાઈઓ લડે છે, મિત્રો છુટા પડે છે, અને સબધીઓ વચ્ચે શત્રુતા પ્રકટે છે

આપણે પાચમા પાપસ્થાનકનો વિચાર કરતા જોયુ હતુ કે ધનની જરૂર છે ધન સાધન તરીકે યોગ્ય છે, પણ ધનને ખાતરજ જેઓ ધન એકઠુ કરવા પ્રયત્ન કરે છે, તેઓ ધનથી મળતું સુખ પણ ભોગવી શકતા નથી, તેઓમા દાન વૃત્તિ હોતી નથી, તેમજ તેઓ પોતાને વારને પણ તેનો યોગ્ય ઉપયોગ કરી શકતા નથી કારણ કે તેઓ

પાડે છે કે ધન વાપરવાથી ખુટી જશે. આવા મનુષ્યોની સ્થિતિ ભ્રમર જેવી થાય છે કે–

મધુ સંચય કરી મરી રહ્યો, ભ્રમર દેખણ અધર્મ,
ના દીધું ના ભોગવ્યું, નાહક ખોયા પ્રાણ.

માટે લોભ વૃત્તિનો ત્યાગ કરવાને ઉદારતાનો-દાનનો પાઠ શીખવો જોઇએ.

दान भोगो नाशः तिस्रो गतयो भवन्ति वित्तस्य ।
यो न ददाति न भुंक्ते तस्य तृतीया गति र्भवति ॥

ધનના ત્રણ માર્ગ છે–દાન, ભોગ, અને નાશ. જે દાનમાં આપતો નથી, અથવા જાતે તેનો ઉપભોગ કરતો નથી, તેને વાસ્તે ત્રીજી ગતિ મુકરી છે

જે મનુષ્યને શાશ્વત અને ક્ષણિક વસ્તુઓ વચ્ચેનો વિવેક હોતો નથી તે પંચેન્દ્રિયની તૃપ્તિમાં પોતાનું સર્વ સામર્થ્ય વાપરે છે, અને તેથી જે દ્વારા તે ઇન્દ્રિયોના વિષયો ભોગવી શકે, તે ગ્રહણ કરવાને લલચાય છે, અને તે ઇન્દ્રિય તૃપ્તિને અર્થે, દુનિયાની વસ્તુઓ મેળવવાનું સાધન જે ધન તે મેળવવા પ્રયત્ન કરે છે, પણ આપણને વિચાર તથા અનુભવથી જણાય છે કે ઇન્દ્રિયજન્ય સુખ શાશ્વત નથી, પણ દુઃખથી ભરપૂર છે માટે જે આ પત્તિથી ભરપૂર હોય તે બની સંપત્તિ કદી થાય જ નહિ એક વિદ્વાન કવિએ કહ્યું છે કે–

જો સુખમાં ફિર દુઃખ વસે, સો સુખ નહિ દુઃખ રૂપ,
જો ઉજ્જ્વળ ફિર મલિન પડે, સો [illegible] ભવ કૂપ.

ાાર' ત્યારે શું ધન સુખનું સાધન છે ? ધન એ સુખનું સાધન છે, પણ ધન એકલું જ સુખનું સાધન નથી જો ધનવાન પુરૂષો સૌથી વિદ્વાન અને સૌથી સદ્ગુણી હોય, તો તેમ માનવામા કાઇ પણ બાધ નથી પણ વસ્તુત તેમ નથી મનુષ્યો પોતે ધનવાન થાય, તે માટે કંગાલ સ્થિતિમા રહે છે તેઓ ધનને સાધન તરીકે નહિ ગણતા સાધ્ય તરીકે ગણે છે આજ મોટી ભૂલ છે આપણી જરૂરીયાતો અને સગવડોને ખાતર જે ધન આવશ્યક હોય, તે સિવાયનું બાકીનું ધન નિરર્થક અને ઘણીવાર તો બોજારૂપ હોય છે પણ જો મનુષ્ય બાકીના ધનનો પરોપકારાર્થે અથવા સત્કાર્યમા ઉપયોગ કરે તો તેની સફળતા છે મનુષ્ય ધનવાન થયો એટલે તેના ધનને લીધે તે આકૃતિ વિદ્યા ( Drawing ) અથવા સગીતશાસ્ત્રમા નિપુણતા મેળવી શકે નાહ ગરીબ મનુષ્યની માફક તેને તે વિદ્યા શીખવાને મહેનત કરવાની જરૂર છે તેમજ ધનને લીધે જીતદ્રિયપણુ, ધૈર્ય આદિ સદ્ગુણો આવી જતા નથી તેમજ ધનને લીધે ધન ઉપર વૈરાગ્ય આવી શકતો નથી, તેમજ પોતાના આત્માને પરિગ્રહની મર્યાદા કરતા પણ શીખવી શકતા નથી જો મનુષ્યને તૃષા લાગી હોય તો જળ તેની તૃષા છીપાવે છે જો મનુષ્યને ભૂખ લાગી હોય તો ખોરાક તેની ભૂખ મટાડે છે જો મનુષ્યને ઠંડી લાગતી હોય તો ગરમ કોટ પહેરવાથી અથવા દેવતા પાસે બેસવાથી તે ઠડી દૂર ભાગે છે, અને તે મનુષ્યને શાતિ થાય છે પણ જો જરૂર કરતા વધારે ખાય તો અજીર્ણ થાય છે જરૂર કરતા વધારે પાણી

પીવાથી પેટ અજ્જાય છે, અને જરૂર કરતાં વધારે વસ્ત્ર પહેરવાથી તાપ વિશેષ લાગે છે કુદરતી તંગી પુરી પડી એટલે કુદરત સંતોષ પામે છે તેની તંગી કરતા વધારે વસ્તુઓ તેને ભાર રૂપ જણાય છે, તેમજ તુકશાનકારક નીવડે છે, પણ ધનમા તેમ નથી તે બાબતમા તો ધન મળતા વિશેષ ધનની સ્પૃહા પ્રકટે છે અને આ લોભને કોઇ દિવસ અંત આવતો નથી

સમયના વહેવા સાથે લોકોની મોજશોખની વૃત્તિઓ વધારે પ્રબળ થતી જાય છે અને જે ચીજો જરૂરની છે, તે સ્હેજમાં મળી શકે તેવી હોય છે, પણ આપણે લોકમા વાહવાહ કહેવરાવવા માગીએ છીએ લોકોમા આટા આડંબરથી માન પ્રતિષ્ઠા પામવા ધારીએ છીએ, અને તેથી ઘણી ચીજો જે પ્રથમ મોજશોખની ચીજો ગણાતી હતી, તે હાલમા જરૂરની થઇ પડી છે આપણી જરૂરીઆતો જેમ વધારીએ તેમ વધે છે જો આપણે ઇટાલીના તેમજ પારીસના સુશોભિત ભવ્ય મકાનોના જેવી કારીગરીવાળા બંગલાઓ બાંધવા માગીએ, અથવા હીરા રત્નના આભૂષણ પહેરવા માગીએ, અથવા અરબસ્તાનના ઘોડાની લંડનથી મંગાવેલી ફેટીનમાં બેસવા ધારીએ, અથવા સુગંધીદાર તેલ સાબુ વગેરે વાપરવા ચાહીયે તો આ બધી વસ્તુઓને આપણે જરૂરીઆતના પેટા વિભાગમા લાવી શકીએ. પણ આ બધી ખરી જરૂરીઆતો નથી શુદ્ધ સાત્વિક ખોરાક સ્વચ્છ જળ, સારા ધોયેલાં વસ્ત્ર અને ટાઢ તડકાથી આપણે

બચાવ કરે તેવુ ઘર—આ ચીજો સાધારણ રીતે જરૂરની ગણાય, કારણુ કે શરીરનું રક્ષણુ કરવામા તે ચીજોની ઉપયોગિતા છે, અને શરીર તે ધર્મ સાધનોમા મુખ્ય સાધન છે માટે શરીરના રક્ષણ અર્થે જે ચીજો જરૂરની છે, તે સિવાયની બીજી વધારાની કહીએ તો તે અયોગ્ય નથી

જો મનુષ્યને જળની તરસ હોય તે કરતા વધારે પીએ, અથવા ભુખ કરતા વધારે ખોરાક ખાય તો તેને ઓકવુ પડે છે, અને તેમા કેવળ વધારાનો ભાગ-હદ ઉપરાત આપેલો ભાગ-જ બહાર નીકળી જતો નથી, પણુ જે ખોરાક શરીરના પોષણ અર્થે જરૂરનો હતો, તે પણુ નીકળી જાય છે તેમ મધ્યમસર રીતે જે વસ્તુઓ ઉપયોગી ગણાય, તેના કરતા વધારે મેળવવાની તૃષ્ણામા જે કોઈ તણાય છે, તે મનુષ્ય જે ચીજો તેને સુખમા રાખવાને તથા તેની સ્વાભાવિક તગીઓને પાર પાડવામા કામ લાગી હોત, તે ચીજો પણુ ખોઇ બેસે છે, માટે અતિલોભ તે પાપનું મૂળ છે, તે આ ઉપરથી સિદ્ધ થાય છે

લોભનો ત્યાગ કરવાને નીચે પ્રમાણે વિચાર કરવો બ્હારની વસ્તુઓ ધન વૈભવ આપણી સાથે આવવાના નથી તે ઘણુ તો આખી જીદગી પર્યંત ચાલે, પણુ તે આપણી સાથે કદાપિ સર્વદા રહેશે જ નહી આપણે આત્મા છીએ, અને આ બ્હારના સાધનો ખરી રીતે આપણા નથી આપણે તે પર માલીકી ધરાવી દુ ખી થઇએ છીએ પણુ જો ટ્રસ્ટી ભાવ રાખીએ તો ધન કોઇ રીતે દુ ખનું કારણુ થાય નહિ

લાખો રૂપીઆની વચમા મનુષ્ય નિર્લોભભાવ રાખી શકે,
આપણી સાથે સ્થાયી રહેનાર આપણું જ્ઞાન, દર્શન અને
ચારિત્ર છે, અથવા સદ્ ચિદ્ અને આનંદ છે આપણે ખીલ
વેલી શક્તિઓ, મેળવેલું જ્ઞાન અને પ્રકટ કરેલો આનંદ
સ્વભાવ-પ્રેમ આપણી સાથે રહે છે જો મનુષ્યને આ આ
ત્માની સાથે સ્થાયી રહેનાર સદ્ગુણો મેળવવા પ્રત્યે રુચિ
થાય તો વસ્તુ અને વૈભવ પ્રત્યેનો તેનો મમત્વભાવ ઓછો
થવા સંભવ છે માટે લોભના અનેક અનર્થો વિચારી તેનો
ત્યાગ કરવાને કાતો સંતોષવૃત્તિ ધારણ કરો, અને જો
સંતોષવૃત્તિ ન રાખી શકતા હો તો જે કાંઇ ધન વધારાનું
લાગે તેનો પરોપકારાર્થે સદુપયોગ કરો કારણકે પરોપકાર
કરવા જતા ધન પ્રત્યેની આસક્તિ ઓછી થવા લાગશે,
માટે પરોપકાર અથવા સંતોષ ખીલવો આ સંબધમા કવિ
શેક્સપીઅર લખે છે કે

My crown is in my heart, not on my head
Not decked with diamonds and Indian stones
Nor to be seen my crown is called content
A crown it is that seldom kings enjoy

મારો મુગટ મારા મસ્તક ઉપર નહિ પણ મારા
હૃદયમા છે તે હીરાથી કે પુખરાજથી જડેલો નથી તે
કોઇથી દેખી શકાતો નથી ને મુગટનુ નામ સંતોષ છે
મારો મુગટ રાજાઓના ઉપભોગમા ભાગ્યે જ આવે છે

મનુષ્ય પોતાના આત્માના ગુણો ખીલવવા સંબધમ

ભવે અસતોષ રાખે, પણ બાહ્ય સમૃદ્ધિના સબધમા તો અમુક સ્થિતિએ—હદે સતોષ રાખે, પરિગ્રહનુ પરિમાણ કરે તો જ શાતિ અનુભવી શકે માટે આત્મશાતિ ઈચ્છક જનોએ પોતાના પરિગ્રહનુ પરિમાણ કરીને લોભવૃત્તિ પર જય મેળવવો

---

## પ્રકરણ ૧૦ મુ.

---

## રાગવિરમણ.

---

દશમુ પાપસ્થાનક રાગ છે રાગ અને દ્વેષ એ વસ્તુત ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોના બે સ્વરૂપો છે દ્વેષ એ ક્રોધ અને માનનો સૂચક છે, અને રાગમા માયા અને લોભનો સમાવેશ થાય છે એટલે રાગ દ્વેષનુ સ્વરૂપ આ ચાર કષાયોમા મોટે ભાગે આવી જાય છે પણ જ્યારે અત્રે આ બે પાપસ્થાનકોને જુદા ગણુવામા આવ્યા છે, તો તેનુ વર્ણન કરવાની જરૂર છે

**રાગની વ્યાખ્યા** —રાગ એટલે કોઇ પણ વસ્તુ અથવા મનુષ્ય પ્રત્યે મારાપણાને લીધે જે આસક્તિ થાય તે રાગ રાગ બધનકર્તા જાણુવામા આવ્યો છે કારણ કે તે વૃત્તિ જ્યારે પ્રબળ હોય છે, ત્યારે મનુષ્ય નહિ કરવા યોગ્ય

છે, નહિ બોલવાયોગ્ય વચનો બોલે છે, અને રાગની વ સ્તુને ખાતર પોતાના બધા નિશ્ચયો અને સત્ નિર્ણયોનો ભોગ આપે છે રાગી મનુષ્યને આંધળો ગણવામા આવે છે કહ્યુ છે કે

રાગાંધા નૈવ પશ્યન્તિ રાગથી અધ થયેલા પુરૂષો વ સ્તુસ્થિતિ જાણી શકતા નથી

આપણે શાસ્ત્રોમા વારવાર સાંભળીએ છીએ કે કર્ણે ન્દ્રિયની તૃપ્તિ ખાતર મૃગ, ચક્ષુરિન્દ્રિયના વિષયની તૃપ્તિ ખાતર પતગીઉ, રસનેન્દ્રિયના વિષયના ભોગ માટે મીન (માછલુ), ઘ્રાણેન્દ્રિય ખાતર ભ્રમર અને સ્પર્શેન્દ્રિયના ઉ પભોગ ખાતર હાથી મરણને શરણ થાય છે તે તે જીવો તે તે વિષય પાછળ અધ બન્યા હોય છે, તેમની વિવેકશક્તિ બુઠ્ઠી થઈ જાય છે, અને તેઓ તે વસ્તુઓ પ્રત્યેના રાગથી દોરાઇ મરણ પામે છે એકેક ઇન્દ્રિય પાછળ રાગ રાખવાથી પ્રાણીઓની આ સ્થિતિ થાય, તો જે જીવો પાચેન્દ્રિયો પાછળ અધ બન્યા હોય, તેમની કેવી શોચનીય સ્થિતિ થાય, તે વિચારવા જેવો પ્રશ્ન છે

વસ્તુઓ ઉપરનો રાગ મનુષ્યને તે વખત તો સુખ આપનારો લાગે છે પણ તે વસ્તુ પ્રાપ્ત થતા તેમાંથી મોહ કતા ચાલી જાય છે, તેમ છતા ઘણા જીવો તો તે સમજી શકતા પણ નથી, અને તે તે વસ્તુ પ્રત્યેના રાગમા વિશેષ તણાતા જણાય છે પરતુ વસ્તુઓ સદાકાળ ટકતી નથી તેમજ જે મનુષ્યો વાસ્તે આપણને રાગ હોય તે પણ

સદા ટકતા નથી કાતો તે મરી જાય છે, અથવા તો તેમને છોડી આપણે ચાલ્યા જવું પડે છે તે સમયે વિયોગનુ દુ ખ ઘણુ લાગે છે જેટલા પ્રમાણમા અમુક વસ્તુ અથવા મનુષ્ય પ્રત્યે આપણો વિશેષ રાગ, તેટલા પ્રમાણમા તે વસ્તુના અથવા મનુષ્યના અભાવે અથવા વિયોગે વિશેષ દુ ખ થવા સભવ છે સ્વામી રામતીર્થના કહેવા પ્રમાણે "જેટલા રા ના ખીલા હૃદયમા ઉંડા ઉતર્યા હશે, તેટલાજ તે કાઢતી વખતે વિશેષ દુ ખના કારણ ભૂત થશે" આ હેતુ થીજ શાસ્ત્રકારોએ રાગનો ત્યાગ કરવાનું કહ્યુ, અને તીર્થંકરોનું એક નામ "વીતરાગ" એટલે "ગયો છે રાગ જેનો" એવુ આપ્યું

રાગ મમત્વભાવથી ઉદ્ભવે છે હું અને મારૂ એ રાગની ઉત્પત્તિના પરમ કારણો છે જ્યા મમત્વભાવ ચાલ્યો જાય છે, ત્યા રાગ પણ જતો રહે છે અને તે વસ્તુનો નાશ થાય તો પણ વિશેષ દુ ખ થતુ નથી આ ઉપર આપણે એક દષ્ટાંત વિચારીશુ

જ્યારે રેલ્વેટ્રેનનો મુબાઈ ઈલાકામા આરભ થયો, ત્યારે ટ્રેઈન અમદાવાદથી મુબાઈ સુધી જતી ન હતી એક ટ્રેઈન મુબાઇ અને સુરત વચ્ચે દોડે, અને બીજી ટ્રેઈન અમદાવાદ અને સુરત વચ્ચે દોડતી હતી અમદાવાદનો એક માણસ વ્યાપાર કરવા નિમિત્તે મુબાઈ આવ્યો તે બે વર્ષના એક પુત્રને મૂકીને આવ્યો હતો. તે વાતને બાર વર્ષ વીતી ગયા. તે પુત્ર ૧૪ વર્ષનો થયો. તે મનુષ્યની

થાય, તે તો બહુજ પામર જીવ સમજવો. કોઈ મનુષ્ય ચાલતા થાંભલા સાથે અથડાય અને તેનુ માથુ ફૂટે તો તેમા દોષ તેનો પોતાનો છે, છતા જો તેવો મનુષ્ય થાંભલા પર દ્વેષ કરે તો તેની આ અજ્ઞાનતા વાસ્તે આપણું હૃદયમા દયાજ આવે

આ દ્વેષનુ મૂળ અજ્ઞાન છે જે વસ્તુઓ ખરી રીતે આત્માની નથી, તેને આપણી માનીએ છીએ, અને તે વસ્તુઓનો કોઇ નાશ કરે, અથવા તે વસ્તુઓ કોઇ આપણી પાસેથી લઇ લે, તો તેના પર ક્રોધ પ્રકટે છે દ્વેષ પ્રકટવાના બીજા કારણો ક્રોધ કે અભિમાન છે મનુષ્યને જ્યારે ક્રોધ વ્યાપે છે, ત્યારે તે દ્વેષ રૂપે પ્રકટ થાય છે હું બીજા કરતા મોટો છુ, હું જ્ઞાની છુ, તપસ્વી છુ, ધનવાન્ છું, એવો કોઇ પણ અભિમાનનો વિચાર આવતા તે મનુષ્ય બીજાઓને હલકા ગણે છે, અને બીજાઓ પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે, અને આ તિરસ્કાર જરા વૃદ્ધિ પામતાં દ્વેષનુ રૂપ લે છે

આ દ્વેષમાથી અનેક અશુભ પરિણામ આવે છે દ્વેષ પ્રથમ વિચારમા પ્રકટે છે, પછી અસભ્ય

કે તો આપણાથી તે સંખાતું નથી અને કોઇ તેના છતા કે કે અછતા દોષનુ વર્ણન કરે તો આપણે તે તરત માની લઇએ છીએ

દ્વેષ પ્રથમ નાની બાબતમાંથી જન્મે છે પહેલા બે મનુષ્યો વચ્ચે સહેજ અણબનાવ થાય છે, પણ સમય જતા તે વૃદ્ધિ પામ્યા કરે છે, અને પછી તેને કાઢી નાખવાનું કામ પણ કઠણ થઇ પડે છે

દ્વેષથી મનુષ્ય સામાનું બુરૂ ઇચ્છયા કરે છે સામો મનુષ્ય દુઃખ પામે, માંદો પડે, અનેક રીતે હેરાન થાય તેવી વૃત્તિ દ્વેષથી જન્મે છે આ વૃત્તિ જો લાંબો સમય રહે, તો અતિ તીવ્ર કર્મબંધ થાય છે, અને તેથી વિકાસ મંદ પડી જાય છે વળી લાબા સમય સુધી કરેલા વિચારોનું બળ એટલુ વધી પડે છે કે દ્વેષના વિચારવાળો બીજાને હેરાન કરવા પણ ચૂકતો નથી, અને લાગ આવે તેને નુકસાન પણ કરે છે

વળી દ્વેષથી મનુષ્ય જેના ઉપર દ્વેષ થયો હોય, તેના ચારિત્ર ઉપર અનેક આક્ષેપો મૂકે છે સામાના ચારિત્રને એવું તો કાળુ ચિતરે છે કે બીજા મનુષ્યો પણ કાંઇક તો સત્ય હશે, એમ માનવાને દોરાય છે

જે મનુષ્ય બીજાઓ ઉપર દ્વેષ રાખે છે, તેના મનની અસર શરીર પર થવા લાગે છે દ્વેષ અથવા ક્રોધથી શ-રીરનું લોહી ઝેરી બને છે, અને તે મનુષ્યના શરીર પર નૂર આવતું નથી

એટલું નામ આપના પોલીસે આવી તે બ્રાહ્મણને પકડયો. તેને રાજા પાસે લઇ જવામા આવ્યો, રાજાએ હકીકત પૂછી ત્યારે તે બ્રાહ્મણે આખમા આસુ લાવી કહ્યુ "હે મહાભાગ! તમારા પુત્રના શરીર પરના આભૂષણ જોઇ મારી બુદ્ધિ કુબુદ્ધિ થઈ, અને તેથી [illegible] તે પુત્રને મારી નાખ્યો' આસપાસ બેઠેલા સામંતોની ચક્ષુઓમાથી અગ્નિ ઝરવા લાગ્યો એક સામતે કહ્યુ, "આવા કૃતઘ્ની બ્રાહ્મણને બરાબર શિક્ષા થવી જોઇએ તેના રાઇરાઇ જેટલા ટુકડા કરવા જોઇએ" બીજો બોલ્યો, "તેને લીલે કાટે બાળવો જોઇએ" ત્રીજો કહે " તેને જમીનમા દાટી પથ્થ ઇટાલી કરી મારવો જોઇએ" ચોથો કહે "તેને હાથીના પગતળે છુદવો જોઇએ" આ પ્રમાણે સૌએ પોતપોતાનો અભિપ્રાય આપ્યો ત્યારે રાજાએ શાત ચિત્તે કહ્યું ' પણ જ્યારે હુ જંગલમા ભૂલો પડયો હતો, ત્યારે આ બ્રાહ્મણે મને પાણી પાયું હતુ, અને રસ્તો બતાવ્યો હતો માટે તેનો આ ગુન્હો હું માફ કરૂ છુ" એ પછી તે બ્રાહ્મણને છુટો કરવામા આવ્યો તે પોતાને ઘેર ગયો. પોતાના ઘરનાં બે ત્રણ આભૂષણો તે રાજપુત્રને પહેરાવીને રાજસભામા તેને લઇને [illegible] રાજા તથા સભાસદો સર્વે વિસ્મિત થયા કારણ [illegible] જીવતું

સ્મરણ કરીએ તો તેના પ્રત્યેનો દ્વેષ ઓછો થવા લાગે છે
રાજર્ષિ ભર્તૃહરિના શબ્દોમા

परगुण परमाणून् पर्वतीकृत्य नित्य
निजहृदि विकसन्तः सन्तिसन्तः कियन्तः ॥

પરના લેશ માત્ર ગુણને પણ પર્વતતુલ્ય આની નિત્ય
પોતાના હૃદયમા આનદ પામતા કઇક ઉત્તમ જનો હોય છે
વળી મહાપુરુષોએ લખ્યું છે કે દ્વેષનું ઓષડ દ્વેષ નહિ પણ
પ્રેમ છે દ્વેષ કદાપિ દ્વેષથી નાશ પામે નહિ પણ તેને નાશ
કરવાનો સૌથી શ્રેષ્ઠ ઉપાય પ્રેમ છે જૈનો વદિતા સૂત્રમા
નિત્ય જણાવે છે કે—

खामेमि सव्व जीवा सव्वे जीवा खमतु मे ।
मित्ति मे सव्व भूएसु वेर मज्झ न केणइ ॥

હું સર્વ જીવોને ક્ષમા આપુ છુ સર્વ જીવો મને ક્ષમા આપો
મારે સર્વ સાથે મૈત્રી છે, મારે કોઇ સાથે વેર નથી આવી
ભાવના ભાવવાવાળો મનુષ્ય લાબા સમય સુધી દ્વેષ રાખી
શકે નહિ તે તેજ દિવસે બીજાને ક્ષમા આપે, અને મન
માથી તેના પ્રત્યેનો રોષ કાઢી નાખે

તે સમજે છે કે આપણા સુખદુ ખમા બીજાઓ તો નિ
મિત્ત માત્ર છે જો આટલું સૂત્ર આપણે સ્મરણમા રાખી
એ તો આપણને પડેલા દુ ખ માટે દુ ખ આપવાના કારણ
ભૂત બનેલા જીવ પ્રત્યે પણ આપણને દ્વેષ થાય નહિ કા
રણ કે નિમિત્ત ઉપર દ્વેષ રાખવાથી લાભશો ? આપણા
દુ:ખના મૂગ કારણભૂત આપણે પોતે છીએ

વળી એક બીજો વિચાર પણ દ્વેષ દૂર કરવામાં કારણ
ભૂત બની શકે દરેક આત્મા પોતે નિર્મળ છે, આપણને જો
કોઈ દોષ જણાતો હોય તો તેની પ્રકૃતિનો છે, માટે જો
આપણે પ્રકૃતિનો વિચાર નહિ કરતા તેની પાછળ રહેલા
આ માનો ખ્યાલ લાવીએ તો આપણને દરેક જીવ ઉપર
પ્રેમ થાય અને દ્વેષમાત્ર આપણા હૃદયમાથી ચાલ્યો જાય

---

## પ્રકરણ ૧૭ મુ

---

### કલહ વિરમણ

વસ્તુત પ્રથમના પાચ સ્થાનક મુખ્ય છે અને તેને
ટેકો આપનારા ૬-૯ સુધીના પાપસ્થાનકો ક્રોધ, માન,
માયા અને લોભ છે એ પાપના કાર્યોને આ ચાર કષાયોથી
ઘણું બળ મળે છે ૧૦થી૧૮ સુધીનાં પાપસ્થાનકો તે ૧ થી
૯ સુધીના પાપસ્થાનકોના સમિશ્રણથી પ્રસવે છે,

હવે આપણે ૧૨મા પાપસ્થાનક કલહનો વિચાર કરીએ
કલહ એટલે કજીઓ-કકાસ, બીજાઓ સાથેનો ઝઘડા વગેરે
જ્યા કલહ હોય ત્યા કુસપ પ્રકટે છે, અને તે અનેક અનર્થોનુ
મૂળ બને છે

કલહની ઉત્પત્તિનુ કારણ ક્યાં તો ક્રોધ હોય છે, અથવા
અભિમાન હોય છે પોતાના વિચારો સત્ય છે, એમ મ
ન્ય છે અને તેથી તે વિચારોની વિરુદ્ધ જેના વિચારો

કોઈ સાથે ઝગડામાં ઉતરે છે, કલહ કરે છે જ્યા હૃદયની
કેરના નથી, ત્યા નજીવી બાબતો પણ મોટા કલેશનુ કારણ
થઇ પડે છે જે મનુષ્યોને કલહ કરવો હોય, તેને કારણો
દેશવા દૂર જવું પડે તેમ નથી તે જ્યા કારણો ન હોય,
ત નવા કારણો પેદા કરે છે

વરૂ અને ઘેટાની વાત સર્વના જાણવામા હશે. વરૂને
ઘેટા સાથે કોઇ પણ રીતે કલહ કરવો હતો એક નદીના
કિનારે વરૂ અને ઘેટુ પાણી પીના હતા વરૂએ કજીઓ
કરવાના ઉદ્દેશથી ઘેટાને કહ્યુ "તુ પાણી કેમ ડોળી
નાખે છે ? મારી પાસે પાણી મેલુ થઇને આવે છે ' ઘેટાએ
કહ્યુ કે તમે નદીના ઉપરના કાંઠે છો, તો તમારી તરફનુ
પાણી મારી તરફ આવે છે, તો પછી હુ કેવી રીતે પાણીને
ડોળીને બગાડતો હઇશ?" તે કલહશીળ વરૂએ પ્રત્યુત્તર વાળ્યો
"પણ તે મને મહિના પર ગાળ કેમ દીધી હતી !" ઘેટાના બ
ચ્ચાએ કહ્યુ કે "મને જન્મ્યાને જ બે માસ હજુ પુરા થયા
નથી તો હુ છ માસ પૂર્વે તમને ગાળ કેવી રીતે દઉં ?" ત્યારે
વરૂ બોલી ઉઠ્યુ "તે ગાળ નહિ દીધી હોય તે તારા બાપે
ગાળ દીધી હશે" આમ કહી તે ઘેટા પાસે જઇ તેને મારી
નાખ્યું અર્થાત્ કજીઓ કરનારને તો લડવાના મો
કાના જડે છે

એક મીયા સાહેબ પોતાના પુત્ર સાથે જતા હતા
કોઈ વટેમાર્ગુએ પૂછ્યું કે "કેમ મીયાં સાહેબ ! આ ત
મારો પુત્ર છે ?" મીયાએ જવાબ આપ્યો " શું મારો

નહિ તો તારા બાપનો છે !" પછી પેલો વટેમાર્ગુ સામે ... "ખુદા તેને અચ્છો રખે" મીયાંએ કહ્યું "તેરા ચલે તો મા... કાપીઆ" આવી રીતે જેની વૃત્તિ લડવાની હોય તે તો ... વાતવાતમા છિદ્રો શોધી બીજાઓથી ઝગડો ટંટો કરે. ...

આવા સ્વભાવવાળા પુરૂષો જ્યા જાય ત્યા પોતાની ... જીભ વડે કલહ ઉભો કરે છે તેમની જીભમાં મીઠાશ ... બીલકુલ હોતી નથી તેમની જીભ કુહાડાના ઘા જેવી હોય છે ...

તેઓ જાતે કલહ કરે, અને બીજામા કલહ કરાવે છે ... તેઓ એવી વાતો કરે કે ઘણા મિત્રો અને સબંધીઓ ... વચ્ચે પણ ઝઘડાઓ થાય તેમના સબંધમા એક સંસ્કૃત ... કવિએ કહ્યુ છે કે—

> अहो खलभुजगस्य विचित्रोऽयं वधक्रमः ।
> अन्यस्य दशति श्रोत्रं अन्यः प्राणैर्वियुज्यते ॥

દુષ્ટ પુરુષ રૂપ સર્પની બીજાનો વધ કરવાની રીત કાંઈક ... વિચિત્ર છે તે એકના કાનમા ડસે છે, અને બીજો મનુષ્ય ... મરણ પામે છે અર્થાત્ દુષ્ટ અને કલહશીલ પુરૂષો લોકોના ... કાન એવી વાતોથી ભભેરે કે બીજાને મોટું નુકશાન થાય ... અને કોઈ વારતો મનુષ્યને મરવાનો સમય આવે

કલહ ઉપર જણાવ્યા પ્રમાણે નાની નાની બાબત... માથી પ્રકટે છે, કહેવત છે કે " રોગનું મૂળ ખાસી ... અને કલહનું મૂળ હાસી " કોઈની ઠઠ્ઠા મશ્કરી કરન... સામો મનુષ્ય ચીડાઇ જાય, અને તેમાથી મોટો કલહ થાય ... જેવી રીતે ખાસીને ન રોકવામા આવે તો તે ક્ષયનું કારણ...

ાં પડે છે, તેવી રીતે મશ્કરી પણ કલહ-કકાસનું કારણ
ા પડે છે

કલહના સબંધમા આપણે એક દષ્ટાંત વિચારીશું
રથ રાજાને ત્રણ સ્ત્રીઓ અને ચાર પુત્ર હતા જ્યારે
તે વૃદ્ધ થવા આવ્યા, ત્યારે કૌશલ્યાથી ઉત્પન્ન થયેલ
ાના વડીલ પુત્રને રાજગાદી આપવા તેમણે નિશ્ચય
ાં સર્વ મંત્રીઓએ પણ તે કામને સંમતિ આપી
આ વાતની ખબર કૈકેયીની દાસી મંથરાને પડી તે કર્કશ
અને કલહપ્રિય સ્વભાવવાળી દાસી મંથરાએ કહ્યું કે
"આવતી કાલે રામને ગાદી મળવાની છે તમે જાણો છો?"
કૈયીએ કહ્યું, "હા! રામને મારા ભરત તુલ્ય ગણું
ું અને તેથી મને આનંદ છે" મંથરાએ કાન ભભેરતા
હ્યું, "રામ ભલો આદમી છે, પણ તેની માતા કૌશલ્યાને
ઓળખો છો? જ્યા રામ અને કૌશલ્યાના હાથમા સત્તા
આવી, એટલે તમે અને તમારો ભરત ભીખ માગશે માટે
ઈક તો વિચાર કરો" આ કલહ ઉત્પન્ન કરાવનારા વચ
ોથી કૈકેયીને અસર થઈ, અને તેણે કહ્યું "ત્યારે હવે
રવું શું?" મંથરાએ તરત જ ઘડી કાઢેલી યોજના રજુ
રી, "તમે એકવાર કહેતા હતા કે દશરથ રાજાએ તમને
બે વચન આપેલા છે, તો તેનો લાભ લેવાનો આ સમય
છે આજે તમારી પાસે દશરથ રાજા આવે, ત્યારે તે બે
વરદાનોમાથી એક વરદાન વડે ભરત વાસ્તે રાજ્યગાદી
માગજો, અને બીજા વરદાન વડે રામ ચૌદ વર્ષ જંગલમા
જાય, તેવુ માગી લેજો રાજા ગમે તેવુ સમજાવે તો પણ

તમારી હઠ છોડશો નહિ" આ હલકી સલાહ પ્રમાણે કૈકેયી વર્તી, તેના પરિણામે રામ વનવાસ ગયા, અને દશરથ રામના વિયોગે મરણ પામ્યા આ બધી દુર્દશાનું કારણ કૈકેયીનો કલહશીલ સ્વભાવ નહિ તો બીજું શું ?

કલહના કફાયદા તો આપણે સર્વ જાણીએ છીએ કહેવત છે કે કજીઆથી તો ગોળીના પાણી પણ સૂકાઇ જાય, અર્થાત્ જે ગૃહમા કલહ પેઠો, તે ઘરમાથી લક્ષ્મી જાય છે કારણ કે સપ ત્યા જપ છે, અને કલહ કુસપનું મૂળ છે એકતા એ સરવાળો છે, અને કલહ એ બાદબાકી છે તેમા બન્નેનું બળ નાશ પામે છે કલહથી કુસપ જન્મે છે, અને કુસપથી રાજ્યો, નાતો તથા કુટુબો નાશ પામ્યાના અનેક દાખલાઓ મોજુદ છે,

આ કલહ દૂર કરવાનો સૌથી ઉત્તમ માર્ગ તો હૃદયની ઉદારતા છે, કારણ કે જો હૃદયમા ઉદારતા નહિ હોય, તો તે કટુ વચન રૂપે પ્રકટ થયા વિના રહેશે નહિ અને કટુ વચન એજ કલહનું મોટુ કારણ બને છે માટે કલહનો ત્યાગ કરવા મનુષ્યે જીભ ઉપર ઘણો સયમ રાખવો. જો એક મનુષ્ય ક્રોધથી બોલે, અને બીજો મૌન રહે તો ઝઘડા બધ થવાનો સભવ છે પણ જો બન્ને વાણી ઉપર સયમ ખોઇ બેસે તો જરૂર કલહ થાય. બે હાથ વિના તાળી પડતી જ નથી એક જણ દોરી ખેચે, અને બીજો ઢીલી મૂકે તો દોરી તૂટી જ નહિ, પણ જ્યા બે જણ સામસામી દોરી ખેચે, ત્યા તે તૂટી જવાનો સભવ છે

